૩૫૯૨૪

# મુક્તિ એટલે શું?

એક હિંદુ સાધુ તથા મુક્તિ સાધુ
એ બેની વચ્ચે વાતચીત.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

મુક્તિફોજ.

અમદાવાદમાં
રીચીરોડ ઉપર કાજીહુસેનની પોળમાં પોતાના મકાનમાં
"સમશેર બાહાદુર" છાપખાનામાં સવાઇભાઇ
રાયચંદે છાપી.

સંવત ૧૯૪૪—સને ૧૮૮૮

કિંમત ૯ પાઈ.

# મુક્તિ એટલે શું !

**હિંદુ સાધુ**—નમો નારાયણ!
**મુક્તિ સાધુ**—નમો ઇસુ!
**હિં. સા.**—તમે કયા પંથના છો ?
**મુ. સા.**—હું જીવન મુક્તિ પંથનો છું
**હિં. સા.**—તમારો ગુર કોણ છે?
**મુ. સા.**—અમારો એક મહંત ગુરૂ આકાશમાં છે, તેનું નામ ઇસુ છે, એ ઇસુના હાથ નિચે હમારો બીજો ગુરૂ લંડનમાં છે ,એનું નામ વીલીયમ બુથ જે બધી મુક્તિફોજનો ઉપરી છે. તેના હાથ નિચે એક બીજો ગુરૂ છે જે હમારી હિંદની ટુકડીનો અધ્યક્ષ છે અને તેનું નામ ટકર ભાઇ છે.
**હિં. સા.**—શું! તે દેશી માણસ છે?
**મુ. સા.**—હા. તે ઉજ્વળ દેશી માણસ છે. મારી પેઠે તેપણ દેશી લુગડાં પેહેરે છે, તથા નાગા પગે ચાલેછે તથા ભીખ માગેછે.
**હિ. સા.**—શું! તમે ભીખ માગોછો?
**મુ. સા.**—નકી એમજ કરૂછું. હું ભીખ માગવા જતો હતો એટલામાં તમે મને મળ્યા, જુઓ અમારી તુમડી.
**હિં. સા.**—આજ તમને કાંઇ ખાવાનું મળ્યું નથી.?
**મુ. સા.**—ખરે, આજ પ્રભાતે ઉઠીને મેંતો એક બાજરીના રોટલાનો ટુકડો ખાધો છે.
**હિં. સા.**—મારી સાથે મંદિરમાં ચાલો અને આજે આપણ બંને સાથે ભોજન જમીશું.



**મુ. સા.**—કાશી મોહોલ્લામાં લોકો મારી રાહ જોતા હશે અને જો હું

નહિં જાઉં તો તેઓને સારૂ નહી લાગે. તમારૂં મંદીર ક્યાં છે એ મને બતાવો અને પછી હું મારી ભિક્ષાવૃતિ કરીને ત્યાં આવીશ.

**હિં. સા.**--આ ઝાડ નિચે પાછા આવતાં સુધી હું તમારી રાહ જોઇશ, તમે જાઇ આવો.

**મુ. સા.**—(મોહોલ્લામાં જાયછે તથા પોતાની તુમડી ટોચે ભરી લેઇને તથા પોતાની ચાદરને છેડે થોડી મીઠાઇ મળી તે બાંધી લેઇને જલદી પાછો આવેછે. પછી તે બંને સાથે સાથે મંદિરમાં જાય છે જ્યાં તેમને બીજા કેટલાએક સાધુઓ મળ્યા. પાણી મંગાવ્યું. મુક્તિ સાધુએ પોતાના હાથ પગ ધોયા, કોગળા કર્યા અને પછી ચોકમાં એક પીપળી હતી તેની છાયામાં બેશી ભોજન કર્યું જમી રહ્યા પછી ફરી હાથ ધોયા, તુમડી સાફ કરી, તથા વધેલા ટુકડાઓ ભુખ્યાં તાકી રહેલાં કુતરાંઓને નાખ્યા, અને હવે તે મીત્રોની સાથે વાત ચિત કરવા પલાંઠી વાળીને બેઠો.

**હિં. સા.**—જીવન મુક્તિ પંથનો મત કેવો છે?

**મુ. સા.**—તેનો મત એવો છે કે માણસને જીવતે જીવતમાં મુક્તિ મળી શકે છે; ખરૂં પુછો તો મુક્તિ પામવાનો ખરેખરો વખત એજ છે અને મરણ પછી તો તે કદી હાથ લાગવાની નથી "આપ મુઆ પછી ડુબી ગઇ દુનીયાં" એ કહેવત ખરીછે.

**હિં. સા.**—મુક્તિ એનો અર્થ તમે શો કરોછો?

**મુ. સા.**—તમને જેમ માલુમ છે તેમ એનો અર્થ ફકત "છુટકારો" છે. હિંન્દુ લોકો માનેછે કે લક્ષ ચોરાશીમાંથી છુટકો ના થાય તો ચોરાશી લાખ અવતાર લેવા પડે. તેઓ માનેછે કે ઇશ્વરી પરમપદ પામતાં આ છુટકારો થાય છે. જેમ માહાસાગરમાંથી લીધેલું એક પાણીનું ટીપુ જુદા જુદા રૂપોમાં બદલાઇ

ગયા પછી આખરે પાછું મહાસાગરમાં જાયછે. જૈન લોકો માનેછે કે આ છુટકારો નીરવાણ પામવાથી થઇ જાયછે પણ અમે મુક્તિફેજ મુક્તિનો અર્થ "પાપમાંથી છુટકારો" કરીએ છીએ જેને તમે પાપ મોક્ષણ કહોછો.

**હિં. સા.**—આ મુક્તિ કેવી રીતે થાય છે?

**મુ. સા.**—આ મુક્તિ (૧) અત્યાર સુધી કરેલાં પાપોમાંથી; (૨) હૃદયમાં પાપ ન રહેવાથી તથા (૩) પાપોની શિક્ષામાંથી મુક્ત થવામાં થાય છે. અને સઘળુ આપણા જીવતાં જીવતરમાં થાય છે.

**હિં. સા.**—પાપ કોણે કર્યું? (બનાવ્યું)

**મુ. સા.**—એ શેનું બન્યું છે?

**હિં. સા.**—હું નથી જાણતો.

**મુ. સા.**—જો તે બનાવેલું છે તો કોઇ પણ વસ્તુનું તે બનેલું હોવું જોઇએ; કહો તો ખરા. શું તે હવા, અગ્ની અથવા પાણીનું બન્યું છે?

**હિં. સા.**—ના. આમાંની કોઇ પણ ચીજનું તે બનેલું નથી.

**મુ. સા.**—તારે શું, તે માંહસ અથવા લોહી અથવા હાડકાનું બન્યું છે?

**હિં. સા.**—હું એમ ધારતો નથી; તો પણ મને હમેશથી માલુમ છે કે ઇશ્વરે સઘળી વસ્તુઓ બનાવી છે અને તેટલાજ માટે આપણામાં પાપ પણ તેનુંજ બનાવેલું હોવું જોઇએ; અને આ કારણથી આપણું કાંઇ ચાલે નહીં.

**મુ. સા.**—અરે! ના; ઇશ્વર ભુંડાઇનો કર્ત્તા નથી. શું તમને માલુમ પડતું નથી કે બનાવેલી તથા ના બનાવેલી વસ્તુઓમાં આવી ગપડ સપડ કરી નાંખો છો. જો કોઇ માણસ પાપને બનાવે તો તે પાપનો કરનાર છે. ઇશ્વર પાપ કરવાની મના કરે છે, તેને ધિક્કારે છે અને જરૂર શીક્ષા પણ કરશે. જ્યારે આપણે

તેના ન્યાયાસન આગળ ઉભા થઇશુ, ત્યારે જે તેણે બીજા-ઓને કરવાની મના કરી છે તે તેણે પોતે કર્યું છે એમ કહે-વાની હીમત રહેશે શું ? ધારો કે મેં તમારો લોટો ચોર્યો અ-ને તમે મને પકડીને પોલીસને હવાલે કર્યો, શું મારાથી એ-મ કહેવાશે કે સરકારે ચોરી પેદા કરી છે કારણ કે તેણે મ-ને ચોરી કરવાની મના કરી? કોણ આવાં ગાંડા બહાનાં પર ધ્યાન આપશે.

**હિં. સા.**—શું તમે એમ કહેવા ઇચ્છો છો કે પાપને આપણા શરિર સાથે કાંઇ સંબંધ નથી ?

**મુ. સા.**—હું એટલુંજ કહેવા માગુ છું કે તે આપણા શરીરને તેના સાધન તરીકે કામમાં લેછે. જુઓ શરિર ફકત એક જાતનું ઘર છે જેમાં આપણે કેટલોક વખત રહીએ છીએ, જ્યારે મો-ત આવે છે ત્યારે તે એકદમ પાડી નંખાય છે, અને જમીન દોસ્ત થાય છે. પણ જે તેમાં રહેતો હતો તે કોઇ બીજે ઠે-કાણે જાય છે. જેને માથે જે પાપ આપણે કરીએ છીએ તેની જવાબદારી છે તે એજ છે. જો તે શરિરને જોઇએ તેવી રીતે કબજે રાખે તો તેનું તે એકદમ માનશે. એ માટે અમારા ગુરૂ ઇસુએ હમને કહ્યું છે કે એ બહારની વસ્તુઓ નથી કે જે શરિરને અડકે અને માણસને વટાળે; પણ પાપ માણસની અંદરથી તેના અંતઃકરણમાંથી નિકળી આવેછે, અ-ને જે પાપ કરે છે એ તેનું અંતઃકરણ છે અને જેને શુદ્ધ થવાની જરૂર છે.

**હિં. સા.**—આ અંદરનો માણુસ જે આપણા શરીરમાં રહે છે અને પાપ કરાવે છે તેના વિષે કાંઇ મને વધારે સમજણ પાડો.

**મુ. સા.**—જુઓ આ મારી આંગળી છે. તે ત્રણ વસ્તુઓ એટલે માં-સ, લોહી, તથા હાડકાની બની છે. આમાંની કોઇ પણ વ-

સ્તુ બીજી બેનો નાશ કર્યા શિવાય જુદી પડાય નહી. એમજ માણસ પણ ત્રેવડુ પ્રાણી છે. તે શરિર, મન અને આત્માનું બનેલું છે. શરિર આત્માનું ઘર છે, મન તેનો નોકર છે અને આત્મા એ બધાંનો ધણી છે. આત્મા પોતે કાંઇ કરી શકતો નથી, પણ શું કરવું તે બીજાઓને દેખાડે છે. આ એક બીજાથી ભીન્ન ભીન્ન છે તો પણ અજાયબ જેવી રીતે જોડાએલા છે. શરીરનો ખોરાક પાણી તથા અંન છે. મનનો ખોરાક જુદા જુદા પ્રકારની કેળવણી છે, તથા આત્માનો ખોરાક ઇશ્વર છે. જ્યારે શરીર માંદુ થાય છે ત્યારે તેની ભૂખ મટી જાય છે અને ખાઇ શકાતું નથી. એજ પ્રમાણે મનની તથા આત્માની હાલત પણ છે. માણસને ઇશ્વરની ભૂખ મટી ગઇ છે, કારણ કે તેનો આત્મા માંદો છે અને તેને ખોરાકની તૃષ્ણા રહી નથી. શરીરના મંદવાડો ઘણી જાતના છે, જેમકે કોગળીયું, તાવ, ઇત્યાદિ. મનના રોગો અજ્ઞાન, મૂર્ખાઇ, એભાની અથવા ગાંડાઇ છે; અને એમજ આત્માનો રોગ પાપ છે. જો શરીર માંદુ થાય તો આપણે વૈદને ત્યાં જઇએછીએ, જો મન માંદુ થાય તો આપણે કોઇ સલાહકાર અથવા શીખવનાર પાસે જઇએછીએ, એમજ જો આત્મા માંદો હોય તો આપણે તેને કોઇ ગુરૂની પાસે લેઇ જવો જોઇએ.

વળી એજ પ્રમાણે કહેવતમાં પણ કહ્યું છે કેઃ—

"શાહ બીન પત નહીં;
ગુરૂ બીન ગત નહીં."

હિં સા.—એ વાતખરી છે, અમે પણ માનીએ છીએ કે કોઇપણ ગુરૂની મદદ શિવાય મુક્તિ ન થાય; જેમકે આ કહેવત—

"ધર્મ કરો, બીબીધ વ્રત નેમા,
બીન ગુરૂ જાણો, સકળ અક્ષેમા;

બીન ગુરૂ કીએ, મુક્તિ ન હોઇ,
શુભ ગતી કભુ, પાવે ન કોઇ."

પણ તમે જાણોછો કે અમારે અમારા પોતાના ઘણા ગુરૂઓ છે અને તેઓ તમારા ગુરૂની માફક થઇ ગયાછે. જેમ તમારા ની ઉપર વિશ્વાસ કરવાથી તમારી મુક્તિ થાયછે તેમ અમારા ગુરૂની ઉપર વિશ્વાસ કરવાથી અમારી મુક્તિ કેમ નહી થાય? હરકોઇએ પોત પોતાનો ધર્મ માનવો જોઇએ.

**મુ. સા.**—તમને આ વાત તો માલુમ હશે કે,

"ગુરૂ કીજીએ જાન,
ઓર પાણી પિજીએ છાન."

સવાલ તો એ છે કે તમારો ગુરૂ તમારે માટે શું કરેછે?

**હિં. સા.**—જેમ તમારો ગુરૂ તમને મુક્તિ આપેછે તેમ તેપણ અમને મુક્તિ આપેછે.

**મુ. સા.**—શું તમે એમ કહેવા ઇચ્છોછો કે તમને મુક્તિ મળીછે?

**હિં. સા.**—ના, હજુ સુધી તો નથી મળી; પણ અમારા ગુરૂઓ વચન આપીને કહેછે કે જયારે તમે મરશો ત્યારે તે તમને મળશે.

**મુ. સા.**—શું તમારા ગુરૂઓને તે જીવતે જીવત મળી છે, કે તેઓ મુવા પછી તે મળવાની આશા રાખેછે?

**હિં. સા.**—અલબત ઘણાઓને ત્યાગી થવાથી તેમના મરણ પેહેલાં તે મળી ગએલી છે.

**મુ. સા.**—ત્યારે કેમ તેઓ તમને પણ મુવા પેહેલાં તે આપવાનું વચન આપતા નથી?

**હિં. સા.**—ના હું નથી ધારતો કે તે પેહેલાં તે મળે.

**મુ. સા.**—હવે ધારો કે તમારા શરીરને કાંઇ ઇજા થઇ અને વૈદ્યને ઘેર ગયા. તમને જે થયું તે તમે તેને કહ્યું અને તેને તમારી

દયા આવી અને તેથી તેણે તમને એક બાટલીમાં દવા આપીને તેનો કેમ ઉપયોગ કરવો તે કહ્યું પછી તમે જવા માંડોછો એટલે તે તમને કહેછે કે, "યાદ રાખો, મેં કહ્યું તેમ કરજો, દવા બરાબર પીજો, જરા વિશ્વાસ રાખી બીજા વૈદ્ય પાસે જશો નહિં, અને જો તમે હું કહુંછું એમજ કરશો તો હું તમને વચન આપુ છું કે જ્યારે તમે મરશો ત્યારે બરાબર સારા થઇ જશો", આવા વૈદ્યની વાત સાંભળવી શું તમને કદી સારી લાગશે?

**હિં. સા.**—હું તેને જરૂર કહું કે મારે તો એકદમ સારૂં થવુંછે અને જો મરણ પેહેલાં તમે મને સારો કરી ન શકો તો જરૂર કોઇ બીજા વૈદ્ય પાસેં જઇશ.

**મુ. સા.**—ત્યારે તમારા આત્માની બાબતમાં પણ તમે એમ કેમ નથી કરતા? ગુરૂ આત્માના વૈદ્ય છે. તમે મને કહેશો કે જ્યારે તમારા ગુરૂ મરણ પેહેલાં તમારા આત્માઓને સાજા કરવાનું વચન આપતા નથી. ત્યારે તમારામાંજ એવી કહાણી કેમ ચાલે છે કે—

"ગુરૂ તો એસા ચાહીએ જેસા ચિકલીગર હોએ,
સકલ દિનોકા મોરચા, એક પલમે દેવે ખોઇ."

**હિં. સા,**—એ ખરી વાત છે તોપણ તમારા ગુરૂ પાસે આવ્યા શિવાય જો અમે પાપ કરવાનું મુકી દેઇએ અને સારી રીતે આ જીંદગીમાં ચાલીએ તો અમારે માટે બસછે. જેશી કરણી, શી ભરણી' છે તમે જાણોછો કે જે કરશે તે ભોગવશે. જેવું જે વાવે છે તેવું તે લણેછે.

**મુ. સા.**—ત્યારે શું તમે એમ ધારોછો કે ગુરૂની બીલકુલ જરૂર નથી? શું માણસ ગુરૂની મદદ વગર પોતાની કરણીઓથી પાર ઉતરી શકે?

**હિં. સા.**--હું એમ કહેતો નથી તોપણ સારા કૃત્યોથી તે ઘણું કરી શકે, જેમ કહ્યું છે કે—

પગ પવિત્ર તીરથ ગમન,
કર પવિત્ર દાન;
મુખ પવિત્ર જબ હોગા,
ભજ લે સારંગ પાન.

**મુ. સા.**—પણ અંતઃકરણનું કેમ, તે ક્યારે શુદ્ધ થવાનું? હું તમને બતાવી ચુક્યો છું કે હાથ, પગ તથા મોં તો આત્માના નોકરો છે અને ફક્ત તેના હુકમો માને છે. તો આત્માનું શું કરવાથી શુદ્ધ થશે?

**હિં. સા.**—એ તો ફક્ત ઇશ્વરજ કરી શકે.

**મુ. સા.**—શું તમે નથી જાણતા કે હીયાંજ તમને ગુરૂ કરવાની જરૂરીઆત લાગેછે અને તે એવો કે તમારો જીવતે જીવત છુટકારો કરી શકે?

**હિં. સા.**—હા, બેશક, પણ આપણા આ જીવતરમાં આપણે માટે એમ કરવાને એવો ગુરૂ ક્યાંથી મળે?

**મુ. સા.**—ઇશ્વરના નામને ધન્ય હોજો, કે મારો ગુરૂ ઇશુ એ કરી શકે છે.

**હિં. સા.**—તમને કેમ કરીને ખબર પડી?

**મુ. સા.**—કારણ તેણે મારે માટે એમ કર્યું છે, એટલુંજ નહીં પણ બીજા ઘણાઓને માટે તથા કેટલાએક આ ગામમાંના જેને તમે ઓળખો છો તેમને માટે પણ એમજ કર્યું છે. શું તમે હર્ખા જેહાની વાત નથી સાંભળી? તમે જાણો છો કે કેવો ખરાબ માણસ તે હતો; પોતાની સ્ત્રીની કેડે દોરડું બાંધીને તેણે તેને ગામના કુવામાં લટકાવી તથા દાઢી સુધી પાણી આવતાં લગણ બીચારીને ઉતારતો ગયો. કેવી રીતે તે તેને ભુખે મારતો હતો, કેવો તે પોતે દારૂબાજ હતો; અને

બીજાં ભુંડાં કામ કરતો હતો, હવે કેટલો ફરક થઇ ગયો છે. અમારા ગુરૂ ઇસુએ તેનું હૃદય બદલી નાંખ્યું અને તેને સારૂ કીધું એ તેને કહેતા તમે પણ સાંભળ્યો હશે.

**હિં. સા.**—તારે શું તમે એમ કહેવા ઇચ્છો છો કે પાપની માફી પાંમવા માટે ગંગા નદીએ અથવા કોઇ પવિત્ર ધામે યાત્રા કરવી કાંઇ કામની નથી ?

**મુ. સા.**—સાંભળો, તમારો એક ગુરૂ શું કહે છે. તે મુક્તિ ફોજનો નહોતો તોપણ તે કહે છે કેઃ—

તિરથ ગએ ત્રણ જન;
ચિત્ત ખોટા મન દુર,
એકે પાપ ના કાઢિયું,
દશ મણ લાદે ઓર.

શું લાખો લોકને આ વાતે અનુભવ સિદ્ધ થઇ નથી ?

**હિં. સા.**—હા, શ્લોક તો ખરો છે. તો પણ હમે તમારાં શાસ્ત્ર માની શકતા નથી. અમે તો હિંદુ છીએ. અમારાં શાસ્ત્ર વેદ પુરાણો છે, અને હમારા તારણને માટે જે જે જરૂર છે તે તેમાં છે.

**મુ. સા.**—તારે તેમની સહાયતાથી તમે કેમ મુક્તિ મેળવી નથી ?

**હિં. સા.**—તેમાં લખ્યા પ્રમાણે જો હું ચાલીશ તો મને આશા છે કે હવે પછી હું તે પામીશ.

**મુ. સા.**—શું તમે કદી તે વાંચ્યાં છે ?

**હિં. સા.**—ના, તે તો અમારી પવિત્ર ભાષામાં એટલે સંસ્કૃતમાં લખેલાં છે.

**મુ. સા.**—ત્યારે, શું તમને સંસકૃત નથી આવડતું ?

**હિં. સા.**—ના, પણ અમારા પંડીતોને આવડે છે અને તેઓ અમને ખુલાસો કરી સમજાવે છે.

**મુ. સા.**—જે ભાષા તમે સમજતા પણ નથી તે ભાષામાં લખાએલાં પુસ્તકોની સહાયતાથી તમને શી રીતે મુક્તિ મળે? વળી તમે સારી પેઠે જાણો છો કે તમારા પંડીતોમાં પણ ઘણા થોડા છે કે જેઓ ખરી રીતે જોતાં વેદો સમજી શકે છે. સંસ્કૃત ભાષા કેવી મુશ્કેલ છે એ તમારૂં અણજાણ્યું નથી. મેં તેનો ત્રણ વરસ સુધી અભ્યાસ કર્યો તો પણ વેદ સમજવાને જોઇએ તેટલું જ્ઞાન મને થયું નહીં. ત્યારે કેવી રીતે આવે ઠેકાણેથી જે લોકોને વાંચતાં કે લખતાં આવડતું નથી તેઓને મુક્તિ મળે? અમારાં ધર્મ પુસ્તક આથી બીલકુલ જુદાજ પ્રકારનાં છે. સર્વ કોઇ સમજી શકે તેટલા માટે તેઓનો તરજુમો સર્વ ભાષામાં કર્યો છે. તેમાંનો આ એક શ્લોક તમે સાંભળો; "જો તમારાં પાપ લાલ વસ્ત્રના જેવાં હોય, તો તેઓ બરફના જેવાં સફેદ થશે." આ શબ્દો એક ઋષીના છે જે પુર્વમાં થઇ ગયો છે. (ઇગ્લાંડમાં નહીં) અમારા મહંત ગુરૂ ઇસુના પહેલાં સાતસો વર્ષ પર તે થઇ ગયો અને ત્યારે તેણે ગુરૂ ઇસુના આવવા વિશેની અગમ વાણી કહી.

**હિં. સા.**—તમારા જેવાજ હુંશિયાર તથા ભલા ગુરૂ અમારામાં પણ થઇ ગયા છે, એવા એવા કે જેમણે જગત ત્યાગ કરી તથા કાયા કષ્ટ કરી ભારે દુઃખ ઉઠાવ્યાં છે.

**મુ. સા.**—શા વાસ્તે તેમને આમ કરવું પડ્યું?

**હિ. સા.**—જરૂર એ માટે કે તેમને મુક્તિ મળે.

**મુ. સા.**—પણ અમારા ગુરૂએ પોતે મુક્તિ પામવાને એમ કરયું નથી. પણ જે મુક્તિ તેની પાસે હતી તે બીજાઓને આપને માટે તેણે દુઃખ ઉઠાવ્યાં. વળી અમે મુક્તિફોજના સાધુઓની વાત પણ એવીજ છે. મુક્તિ પામવાને માટે હમે ત્યાગી થયા નથી, મુક્તિ તો અમને મળી છે, પણ જેમ અમને તેમ બીજાઓ-

ને પણ મુક્તિ મળે એ માટે અમે અમારાં સુખ તથા આ-
રામ કોરે મુકીએ છીએ.

હિં. સા.—પણ શું તમે નથી ધારતા કે જે માણસ જગત ત્યાગ કરે અને અતી કાયા કષ્ટ ઉઠાવે તો તેનો મોક્ષ થાય?

મુ. સા.—આપણે વાત કરી ગયા છીએ કે ગુરૂ શિવાય મોક્ષ ગતી થતી નથી; વળી તમને સારી પેઠે માલુમ છે કે આપણી માફક ઘણા લોકો સાધુ થઇ શકે નહીં. તેમને પોતાના કુટંબની સંભાળ લેવી પડેછે. અને તેમને માટે ધંધો રોજગાર કરવો પડે છે અને આ પ્રમાણે જયાં સુધી તેઓ ઇશ્વરના મહિમાને અર્થે તથા માણસના કલ્યાણને માટે કરેછે ત્યાં સુધી એમ કરવામાં પાપ નથી. ખરી રીતે જોતાં જો તેઓ એમ ના કરે તો પા-પ થાય. હવે આપણે મુક્તિની રીત એવી જોઇએ કે તે જે-મ આપણને તેમ આ લોકોને પણ મળી શકે. આખી દુનિયાં-ને સાધુ કરી નાખવાની ઉમેદ આપણથી રખાય નહીં પણ સમજણમાં આવે એવી રીત જો આપણે તેમને બતાવી શ-કીએ તો આજીજી કરી આપણે તેમને કહી શકીએ કે ભા-ઇઓ મુક્તિ પામો. જુઓ, સાધુના જીવન વિષે તમારો એક કવી શું કહેછે,

સાંહી કા ઘર દુર હે,
જેસા લંબી ખજુર;
ચઢે તો ચાખે પ્રેમ રસ,
ગીરે તો ચકના ચુર,

જયારે આપણ સાધુઓને માટે આવી મુસ્કેલાઇ છે ત્યારે કેટલી વધારે મુશ્કેલાઇ સાધારણ પંક્તિના માણસોને માટે હોવી જોઇએ. અને તેમ છતાં પણ આપણથી નકી એમ કેહેવાય નહી કે મુક્તિ સાધુઓ શિવાય બીજા કોઇને માટે

નથી! આવી ધુન આપણુ મગજમાંથી આપણે કાહાડી નાંખવી જોઇએ. ઇશ્વરનો પ્યાર સર્વને માટે છે જેમ અમારા શાસ્ત્રોમાં કહ્યું છે કે "તે ચહાય છે કે બધાંનુ કલ્યાણ થાય"

હિં. સા.—ખરી વાત ઇશ્વર દયાળું છે, તે ખુદ દયા છે; જે સર્વ તેને પોકારે છે તે બધાનું સાંભળવાને તેના કાન તૈયાર છે તેણે જેમ તમને તેમ મને પણ બનાવ્યો છે. તો હવે મને કહો કે, જે નામથી તમે તેને પોકારોછો તે તમારા નામથી હું તેને કેમ નથી પોકારતો, તથા તમારા ગુરૂની પાછળ કેમ નથી ચાલતો, ફકત એટલાજ માટે શું તે મને કહાડી મુકશે? તેનું નામ કોઇ અમથું લેતો નથી; જુઓ આ મારા હાથમાંની માળા, હરરોજ જેવો હું તેના મણકા ફેરવું છું તેવો હું ઇશ્વરનું નામ જપુંછું જેણે મને બનાવ્યો છે તથા મુક્તિને માટે મારૂં મન ઉત્કૃષ્ટ કરયું છે તમે મને કહો. શું તે ફકત તમારાજ પોકારો સાંભળશે? અને જ્યારે હું પોકારીશ ત્યારે બેહેરો થઇ જશે? એ કોઇ માણસનું મોં રાખે એવો નથી, તેની હજુરમાં તો જેવો ભીખારી તેવો રાજા, જેવો અજ્ઞાની તેવો પંડીત, જેવો જુવાન તેવો ઘરડો, અને જેવો નબળો તેવો જબરો છે એટલે બધાંએ બરાબર છે.

મુ સા.—જરા મારૂં પણ સાંભળો. તમારો પોતાનો ગુરૂ શું કહેછે;—

માળા પહેરત જનમ ગયા,
ઓર ગયા ન મનકા ફેર;
કરકા મનકા ડાલ દે;
તું મનકા મણકા ફેર.

આ કહેનાર મુકિતફોજનો સાધુ નહોતો, તોપણ એવી રીતે બોલે છે કે તેના શબ્દો અમારામાંથી કોઇ પણ ભલી રીતે બોલી શકે અને ખચિત સાંભળ્યા પછી તમારા દીલમાં તેના વારમવાર ભણકાર પડે એવા છે.

**હિં. સા.**—પણ તમે કહો, કે કોઇ ગુરૂના વચમાં પડવા શિવાય શા વાસ્તે અમે સિધા પરમેશ્વર પાસે જઇ ન શકીએ? જેમ બીજાઓની મારફતે તેમજ તે પોતે શું અમારી પ્રાર્થનાઓ સાંભળી શકતો નથી તથા શુ જવાબ આપી શકતો નથી?

**મુ. સા.**—એટલાજ માટે અમે લોકોને અમારા ગુરૂ ઇસુની પાસે આવવાની આજીજી કરીએ છીએ કારણ કે તે પોતે પરમેશ્વર છે.

**હિં. સા.**—શું તારે તે માણુસ નહોતો?

**મુ. સા.**—હા, તે માણુસ પણ હતો, તે ખરો અવતાર થયો હતો. તે મુકિતની હું તમને વાત કહું તે તમે જરા ધ્યાન દેઇને સાંભળો. પરમેશ્વરે માણુસને સારૂ તથા પવિત્ર બનાવ્યું. પણ માણુસે પાપ કરયું અને ઇશ્વરની સામે દગો કર્યો અને પાપ તથા બળવો કરવાથી માણસ અનંત મોતને લાયક ઠરયો. ન્યાયની રીતે તો પાપીનો નાશ થવો જોઇએ. હવે પાપી પસ્તાવો કરતો નથી પણ પોતાનું હૃદય વધારે સખત કરતો જાય છે અને પાપમાં ઉંડો ઉંડો ગરક થતો જાય છે. આપણી પોલીશ જો ગુનેહગારોને શીક્ષા કર્યા વીના છોડી મુકે અને તેમને જેમ ફાવે તેમ કરવા દે તો શું થાય, તમે શું ધારો છો? તમે જાણોછો કે આપણો માલ તથા જીવ જલદીથી જોખમમાં પડે પણ પરમેશ્વર જે બેહદ દયા તેણે એક યોજના કરી કે જેથી તે પાપીઓને તેની તેમના ઉપર દયા છે તે પાપને ધિક્કારે છે પાપીઓને જરૂર તે શીક્ષા કરશે તથા જે સર્વ પોતાના પાપોથી પસ્તાઇને તેની પાસે આવે અને હુકમ માનશે તેમના ઉપર તે પસંદ થઇ પાપની માફી આપશે, એ વાતોની ખાત્રી કરી આપીછે. કેવી રીતે આમ તેણે કરયું? તેમની પાસે તેણે ઘણા દુતોને મોકલ્યા, જેમાંના કેટલાએક તો પથરે માર્યા ગયા, કેટલાએકે માર ખાધો અને કેટલાએકને તો ઘાતકીપણે ઠેર કર્યા. આખરે માહેશ્વરે ઠરાવ્યું કે તે પોતે દુનિ-

આમાં આવે, કુંવારીને પેટે જન્મ ધરે, સાધારણ માણસના જેવો તે દુનિઆમાં બને, એ માટે કે જયારે પાપીઓ તેને જુવે તથા તેનો ધાંટો સાંભળે ત્યારે તેમના પાપોનો તેઓ પસ્તાવો કરે, એક સાધારણ માણસની પેઠે તેમનામાં રહયો તથા તેમનું ભલું કરતો ફર્યો. પણ તેનું સાંભળવાને બદલે તેઓએ તેને પકડયો તથા વધસ્તંભે જડી ખીલા મારી ધાતકીપણે તેનું ખુન કરયું. પછી તેમણે તેની લાસ ઉતારી તથા એક ગુફામાં મુકી તથા તેના મોંપર એક પથ્થર ગરબડાવી મુકયો. તેના દુસ્મનો તેનાથી એવા બીધા હતા કે રખેને તે મરણ પછી પણ સટકી જશે. અને તેથી તેમણે પથ્થરપર મહોર કરી તથા ચોકી કરવાને માટે શીપાઇઓનો પહેરો મુકયો, એ માટે કે કોઇપણ રીતે તે સટકી જવા ના પામે; વળી તે બધાઓને માલુમ હતું કે જ્યારે તે જીવતો હતો ત્યારે વારમવાર તેણે મુર્દાઓને જીવતાં કરયાં હતાં. તેઓએ તેને મારી નાખ્યો તે પેહેલાં ફકત થોડા વખત ઉપર તેણે એક માણુસ જેનું નામ લાજરસ હતું અને જે મરી ગયો હતો તથા ચાર દીવસ સુધી કબરમાં દાટેલો રહયો હતો. તેને તેણે જીવતો કીધો હતો. ઘણું કરીને આ માણુસ જાતે જયારે તેમણે ઇસુને દાટયો ત્યારે તેમની ટોળીમાં હાજર હતો. વળી તેઓને એમ પણ વિચાર આવ્યો હસે કે જેણે બીજાઓને જીવતા કર્યા તે પોતે કેમ જીવતો થયા વિના રહેશે! એ સર્વ ઉપરાંત તેમને સારી.પેઠે યાદ હતું કે જયારે તે જીવતો હતો ત્યારે તેણે તેમને કહ્યું હતું કે "હુ પાછો ઉઠીશ" અને તે ઉઠયો. પણ ખરો. ત્રીજે દીવશે ધરતી કંપારો થયો તથા એક દુત આકાશમાંથી ઉતરયો અને પથ્થરને ખશેડી નાંખ્યો. તેનો ચેહેરો વીજળીના જેવો ચમકતો તથા તેનો પોશાક બરફના જેવો શ્વેત હતો અને શીપાઇઓ તેની બીકથી ધ્રુજી ઉઠયા તથા

મુર્દાની માફક થઇ ગયા, ઇસુ મરણમાંથી જીવતો થઇને ઉઠયો અને કોઇ તેને અટકાવી શક્યો નહી. થોડા દીવસ સૂધી તેના ચેલાઓને તે દેખાતો રહયો. તથા તેમણે શું કરવું જોઇએ તે તેમને કહ્યું. પછી તેમના દેખતાં તે આકાશમાં ચઢી ગયો તથા તેમની સાથે રહેવાને તથા તેમને મદદ કરવાને તેણે પવિત્ર આત્મા મોકલ્યો.

**હિં. સા**—તમે તો આ ઇસુને જોયો નથી. અને જે કાંઇ તમે તેના વિષે જાણોછો તે માત્ર બીજાઓનાં લખાણ ઉપરથી, કેમ નહી વારૂ?

**મુ. સા.**—નહીં. એતો એજ વાત છે કે જેમાં અમારો ગુરૂ બીજાઓના કરતાં ઘણોજ જુદો પડે છે. તે જાતે અમારી સાથે છે. એ ખરૂં છે કે અમે અમારી દેહીક આંખોથી તેને દેખતા નથી, પણ અમારી આત્મીક આંખથી અમે તેને જોઇએ છીએ, વળી આત્મીક કાનોથી તેનું સાંભળીએ છીએ અને આત્મીક હોઠોથી તેની સાથે વાત કરીએ છીએ એટલુંજ નહીં પણ અમારા મન તથા શરિરને તેના હુકમ માનવાની ફરજ પાડીએ છીએ.

**હિં. સા.**—પણ આ બધુ તમને કેમ કરીને ખબર પડે છે? જરૂર તમે કોઇ ધુંનમાં ભરમાયા છો.

**મુ. સા.**—આ પીપળનાં પાંદડાં જુઓ, જારે કોઇ તેમને હલાવતું નથી ત્યારે તેઓ કેમ આ પ્રમાણે હાલી રહ્યાં છે?

**હિં. સા.**—એ તો પવન છે.

**મુ. સા.**—પણ તમે મને પવન દેખાડી શકતા નથી?

**હિં. સા.**—પણ આપણે જાણીએ છીએ. કારણ કે આપણને તે લાગે છે અને તેની અસર આપણે દેખીએ છીએ.

**મુ. સા.**—અને એજ પ્રમાણે હું મારા ગુરૂ ઇસુને ઓળખું છું, હું

તેને જાણું છું. કારણ કે મને તે લાગે છે અને તેની અસર મારા હૃદયમાં હું જોઉં છું. મને કહો કે કોણ ગુરૂ ચિત્તા ઉપરના ડાઘ અથવા વાઘના શરીર ઉપરના ચટાપટા બદલી શકે? અને કયું માણસ ખરાબ સ્વભાવ, અભીમાન, ધિટ્ટાઇ, મીજાજ તથા સ્વછંદીપણું માણસના હૃદયમાંથી હટાવી શકે. તથા તેમને બદલે પ્રિતી, આનંદ, શાંતી તથા ક્ષય પામતી એવી ઇચ્છા મુકી શકે કે જેથી તે પોતાનાં સુખને માટે જીવવું ના પસંદ કરે પણ ઇશ્વરને શંતુષ્ટ કરવાને તથા માણસો ભાઇઓના કલ્યાણને અર્થે જીવે. આતો ફકત મારા ગુરૂએ મારે માટે કર્યું છે અને મારા એકલાનેજ માટે નહીં, પણ બીજા ઘણાઓને માટે. વળી એજ તે જે તેની પાસે આવે તે સર્વને માટે કરવાને તૈયાર છે.

**હિં. સા.**—પણ કેમ મારાથી સિદ્ધા પરમેશ્વર પાશે ના જવાય?

**મુ. સા.**—હું તમને એમજ કરવાનું કહું છું. ઇસુને પરમેશ્વર જાણી સિદ્ધા ચાલ્યા આવો, તમારા પાપો કબુલ કરો તથા મુક્તિ પામો. તમારે બદલે પરમેશ્વર તમારી પાસે આવ્યો છે. અર્ધા રસ્તાથી પણ વધારે તમને મળવાને માટે તે તમારી સામો આવ્યો છે.

**હિં. સા.**—પણ ધારો કે હું ઇસુનું નામ દીધા વિના પરમેશ્વરની પ્રાર્થના કરૂં તો એટલીજ ખુશીથી શું તે મારો અંગિકાર નહીં કરશે?

**મુ. સા.**—શું આ વાતનો અનુંભવ તમને આટલાં વરસોમાં નથી થયો? તમે પોતે તો કબુલ કરો છો કે તમે નિષ્ફળ થયા છો. વળી શું તમે જરા વિચાર કરતા નથી, કે જ્યારે મહાન અવતાર તમારી પાસે ખુદ આવ્યો છે ત્યારે તેને કબુલ કરવાને બદલે નકાર કરવો એ કેટલું મોટું પાપ છે!! તમે તેને કહો છો કે "તમે તો ફકત અવતાર છો! હું તો

આકાશમાંના પરમેશ્વર પાસે સિદ્ધા જઇશ." તે તમને જવાબ આપે છે કે "હું પરમેશ્વર છું, મારો નકાર કરવાથી તમે પરમેશ્વરનો નકાર કરો છો."

**હિં. સા.**—પણ અમારે અમારા પોતાના અવતારો છે.

**મુ. સા.**—તમારે માટે તેમણે શું કર્યું છે? તમારી ખુશી હોય તો ફરી તેમની પાસે જાઓ અને મારા ગુરૂએ જે મારે માટે કર્યું છે તે તમારે માટે કરવાનું તમે પુછી જુઓ, જો તેઓ તમારે માટે કરે તો ઠીક! પછી તમારે મુક્તિને માટે ઇસુની પાસે આવવાની જરૂર રેહેશે નહીં. કારણ ઇસુ પોતે કહે છે કે "ન્યાયીઓને બોલાવવાને હું આવ્યો નથી પણ પાપીઓને પસ્તાવાને માટે." ડુબતો માણસ ચાહે છે કે કોઇ તેના તરફ દોરડું ફેંકે અને ફેંકનારો કોણ છે તેની તેને દરકાર નથી. પણ જો આથી તમને મદદ ના મળે તો તમે એ ગુરૂની પાસે આવો કે જેણે જગતનાં પાપો હરણ કરવાને પોતાનો જીવ આપ્યો છે.

**હિં. સા.**—એતો ખરૂં; પણ શું તમે એમ કહેવા ઇચ્છો છો કે હરેક વિશ્વાસીને મુક્તિ મળી છે? તેમાંના ઘણાંએ દારૂ (બ્રાન્ડી) પીએ છે, અને હમારા કરતાંએ બહુ ભુંડી રીતે ચાલે છે.

**મુ. સા.**—હું બીલકુલ એમ કેહેતો નથી. ગમે તેવું નામ ધરાવ્યું હોય પણ આ જીવનમાં તે સારી ચાલ ચાલે તે શિવાય તેને મુક્તિ મળી છે એવું અમે માનતા નથી. જેમ હિંદુ અથવા મુસલમાનોની પાશે તેમ જે વિશ્વાશીઓ ખરાબ રીતે ચાલે છે તેમની પાસે પણ અમે જઇએ છીએ તથા પસ્તાવો કરીને મુક્તિ પામવાને તેમની આજીજી કરીએ છીએ. આવા લોકોને ફક્ત તમે જઇને પુછી જોવાની તસ્દી લેશો તો તેઓ પોતેજ તમને કહેશે કે અમને મુક્તિ મળી નથી,

અથવા અમે મુક્તિવાળા નહીં.

**હિં. સા.**—તારે મુક્તિવાળા અને મુક્તિ વનાના એ બેમાં શો ફરક છે?

**મુ. સા.**—પેલો સૂરજ તમે જુઓ છો. જો હું મારી પીઠ તેની તરફ કરૂં તો મારી સામે મારી પોતાની છાયા જમીન ઉપર પડેલી મારી નજરે આવે છે. તે સુંદર દેખાવ જોઇ હું તેને પકડવાની કોશીશ કરૂં છું પણ મારૂં કાંઇ વળતું નથી. તે મારી આગળ આગળ જતી જાય છે અને હું તેની પાછળ લાગુ છું. હું જેમ જલદી દોડું છું તેમ તે વધારે આગળ જતી જાય છે આખરે તે કોઇ દિવાલ અથવા ખડક ઉપર જઇ પડે છે. હજુ પણ મારી ગાંડાઇમાં તેની પછવાડે લાગવાથી મારા અથડાઇને ટુકડે ટુકડા થઇ જાય છે. આવો ચિત્તાર પાપી માણસનો છે. તે પોતાની છાયાની પાછળ પડે છે. કોઇ કોઇ વખત તે છાયા મોજ શોખનો વેષ ધરે છે. કોઇ વાર ધનનું તથા કોઇ વાર લોભનું સ્વરૂપ ધરે છે; તે હમેશાં હાથ આવે એવી દેખાય છે પણ કદી તે હાથમાંથી શટકી ગયા વિના રેહેતી નથી. મોત ખડક છે જેના ઉપર ગયા પછી તે દેખાતી બંધ થાય છે અને આપણી નજર બંધ કરી આપણને તેના ઉપર સર્વ કાળના નાશમાં ઘસેડી જાય છે; જ્યાં રડવું અને વિલાપ કરવો તથા દાંત પીસવું થાએ છે અને જ્યાંનો કીડો મરતો નથી તથા અગ્નિ હોલવાતો નથી.

**હિં. સા.**—જીંદગીનો ચિત્તાર તો ખરો છે. પણ હવે મને કહો કે મુક્તિવાળા કેવા હોય છે?

**મુ. સા.**—મુક્તિવાળો માણસ હમણાં મેં જેનું વર્ણન કર્યું તેના કરતાં બીલકુલ વિરૂદ્ધ હોય છે. હવે જુઓ, જો હું મારૂં મોં સૂરજ તરફ ફેરવું અને તેની તરફ ચાલ્યો જઉં તો મારી છાયા મારાથી નહાશતી ફરશે નહીં પણ મારા તાબેદાર ચાકર-

ની માફક મારી પાછળ પાછળ આવશે, હું જેમ સૂરજ તરફ વધારે જલદી જાઉં તેમ તે મારી પાછળ વધારે જલદી આવશે. હું પણ એક વખત મારી પીઠ સૂરજ તરફ કરીને મારી છાયા પકડવાને મથતો હતો પણ મેં એટલામાં ઇસુની મીઠી વાણી મને બોલાવતી તથા જે કદી મળવાનો સંભવ નથી તે લેવાની કોશીશ મુકિ દેઇને તેની પાછળ ચાલવાનું કહેતાં સાંભળી. મેં પાછું વાળી જોયું તો તેનામાં સૂરજના કરતાંએ બહુજ પ્રકાશ તથા સુંદરતા મારી નજરે પડયાં. અતાર સૂદ્ધી જે છાયાની પાછળ હું પડયો હતો તે તો હું ભુલીજ ગયો પણ હું ઇસુની પાછળ દોડયો અને જુઓ, મેં જોયું કે જે ખુશકારક છાયા પકડવાને હું અતાર સુધી પાછળ પડતો હતો અને મારૂં કાંઇ ચાલતું નહોતું તે જેવો હું ફર્યો તેવીજ મારી પાછળ પાછળ આવવા લાગી. હવે મને એટલો આનંદ તથા એટલી શાંત છે, કે જેનું પુરૂં વર્ણન હું કરી શકતો નથી.

**હિં. સા.**—શું હરકોઇને એ મળે?

**મુ. સા.**—હા, એતો નકી છે કે જે કોઇ સૂરજની પાછળ જશે તેનો છાયો તેની પાછળ તેના ખિદમતગારની માફક જવાનો. અમારા ગુરૂએ કહ્યું છે કે "તમારી સાથે હું શાંત મૂકું છું.—મારી શાંત હું તમને આપું છું." આ છાપ ઇશ્વરે મુક્તિ પામેલા માણસોના હદયો પર મારી છે. જેમ તમે મુંબાઇમાં જુઓ છો કે પોત પોતાનો માલ ઓળખવાને માટે દરેક વેપારી માલની ગાસડીઓ પર પોતાનાં નામનાં નિશાન કરે છે, તેમજ પરમેશ્વરે પણ આ મહોર જે તેના પોતાના છે તેમના હદય ઉપર કરી છે.

**હિં. સા.**—ત્યારે એવું કોઇ નિશાન મુક્તિ વિનાના હદય પર પણ કયું છે?

**મુ. સા.**—હા, જરૂર, પરમેશ્વર મુક્તિવિનાના હૃદય ઉપર દુઃખના તથા બેચેનીના ડામ દે છે કે જે પછી કોઇ પણ રીતે જતા નથી પાપી તેમને સંતાડવાની અથવા ભુલી જવાની મેહેનત કરેછે. પણ તે સર્વ અમથું જાયછે. અને એતો એમના એમ હમેશાં રહેછે. ગરીબના તથા તવંગરના, અને જુવાન તથા ઘરડાના હૃદય પર એતો એક સરખાજ રેહેછે, કેટલાક લોકો તેમને મોજ શોખથી ભુસી નાંખવા મથેછે તથા કેટલા એક ધનથી તેને ઢાંકી નાંખવા ફરેછે પણ તે તો ત્યાં એવા ને એવાજ હમેશાં રહે છે. પરમેશ્વરે તેમને ત્યાં દિધાછે અનેપરમેશ્વર એકલોજ તેમને ત્યાંથી દુર કરી શકેછે. જ્યાં સુધી માણુસ પોતાના પાપનો પસ્તાવો ના કરે અને મુક્તિ ના પામે ત્યાં સુધી તે તેમને ત્યાંથી ખસેડનાર નથી.

**હિં. સા.**—જે માર્ગ પર મને ચલાવવાની તમારી ઇચ્છા છે તે માર્ગ પર ચાલનારા ઘણા થોડા લોક છે પણ જ્યાં હું ચાલુંછું ત્યાં થોડામાં થોડા તો પણ ઘણાઓનો સંગ છે.

**મુ. સા.**—શું તમારો ગુરૂ પણ એમ કહેતો નથી કે.-

સાચે કોઇ ન માને,
જુઠે જગ પતિયાઇ;
ગલી ગલી ગોરસ ફીરે,
મદિરા બેઠ બેચાઇ.

મેં પણ કોઇક ઠેકાણે ઇરાની ગરૂનાં લખાણોમાં વાંચ્યુંછે કે એક વખતે તે કઠોર હૃદયના લોકોને ઉપદેશ કરતો હતો, પણ તેના શબ્દો કાંઇ અસર કરતા નહોતા. અચાનક એક પરદેશી જે લોકોના ટોળાની બાજુ પર ઉભો હતો તે આગળ આવ્યો અને પોકે પોક મુકીને રડયો, પછી બીજા સાંભળનારાએ પણ તેની સાથે રડવા માંડયું. ઓ મારા ભાઇ, મારા ગુરૂએ મારે માટે જે કર્યુંછે તેમાંનું જો હું એક લગીર તમને દેખાડી શકું તો તમારાં મન અદેખાઇથી ભરાઇ

જશે અને તમને તે લેઇ લેવાનું મન થશે. બીજાઓનું ધન કેવી સાધારણ રીતે દેખીને માણુસ લોભાય છે તથા જે તેનું નથી તે લેઇ લેવાને તે કેવો તાકીદ રહેછે! જુઓ તારે, આ કીમતી ખજાનો જે મારા ગુરૂ ઇસુએ મને આપ્યોછે. હું જાણુંછું કે તે મલવાનો મને એકલાનેજ હક નથી. જે મને મળ્યુંછે તે તમને પણુ મળી શકે.

**હિ. સા.**—મેં સાંભળ્યુંછે કે તમે રાતે રાતે તમારી મુક્તિશાળામાં સભાઓ કરોછો અને ઘણા લોકોને ત્યાં મુક્તિ મળીછે.

**મુ. સા.**—તમે ત્યાં આવશો તો તમને જોઇ અમે ઘણા ખુશી થઇશું, પણ તમારા આત્માની મુક્તિ કરવામાં વિલંબ ન કરો.

**હિં. સા.**—અમે આવીશું અને એટલામાં તમે જે જે કહ્યુંછે તે પર વિચાર કરીશું.

( પછી બંને જણા નમસ્કાર કરી જુદા પડયા.)

---

# ગીત.

૧. માણુસ ધૂલ છે ઘાસનું ફૂલ છે, જલદી તે કરમાય છે;
આજ તે આવે કાલ તે જાય, ફુલના જેવો મરે છે.
૨. જો અમીરને, જો ફકીરને, એઉને મરણુ લેઇ જશે;
જબરા, નબરા જે જે હોય, એઉને પાડી દેશે તે.
૩. જાગો જાગો ઓ પાપીઓ, નરકથી બીશો નહીં શું ?
પાપ છોડીને ખ્રીસ્ત પાસ આવો, માફી પામી શકો છો.
૪. હાલેલુયા, હાલેલુયા, મને મુક્તિ મળી છે;
પાપી ધૂલ છે ઘાસનું ફૂલ છે, અનંત જીવન મારૂં છે.

## "આપણે માટે બળિદાન આપ્યું છે તેનામાં મુક્તિ છે."

સંસારપ્રપંચની મોહજાળમાં હજારો માણસો સપડાયેલાં છે. ઘણાંજ થોડાં માણસો ઇશ્વરી સત્તાને ઓળખી શકતા હશે. પવિત્રાઇનો પંથ પકડયા શિવાય મુક્તિ મળી શકતી નથી. સંસાર પ્રપંચમાં થયેલાં પાપકર્મથી દરેક માણસ ઇશ્વરના મહા અપરાધી બને છે. અપરાધ-દોષથી છુટા થવું હોય, મુક્તિ મેળવવી હોય તો જગતને તારનાર ઇસુ ખ્રિસ્તની સમીપ જઇ પાપનો પસ્તાવો કરો. પ્રેમ અને શ્રદ્ધાશિવાય કોઇ પણ બાબત સાધ્ય થઇ શકતી નથી. ઇસુ ખ્રિસ્ત તરફ પ્રેમ અને શ્રદ્ધાથી નિહાળશો અને તેની સમીપ જઇ પાપનો પરિતાપ કરશો, તોજ તમારી આત્મોન્નત્તિ થશે. તમોને મુક્તિ મળશે. આત્મોન્નત્તિની પ્રત્યેક માણસને જરૂર છે, અને તે મેળવ્યા વિના કોઇ પણ માણસ પ્રભુ પાસે જઇ શકનાર નથી.

મુક્તિ મેળવવાનો વખત આજ છે. કાલ પર ભરોંસો રાખતા નહીં. વખત દોડયો જાય છે. તે ગયા પછી હાથ લાગતો નથી. દિવસે દિવસે જીંદગી ટુંકી થતી જાય છે, કોને માલુમ છે કે કાલે શું થશે? માટે જો તમારે તમારૂં ભલું કરવું હોય તો તારનાર ઇસુ સમીપ જઇ મુક્તિ મેળવવા વિલંબ કરશો નહીં.

